સર

સરસ્વતી ગ્રન્થમાળા પુ૦ ૨

# રાજાજીની વાતો



પ્રસ્થાન કાર્યાલય :\ અમદાવા'

# રાજાજીની વાતો

મૂળ લેખક
ચક્રવર્તિ રાજગોપાળાચાર્ય



પ્રકાશક
પ્ર સ્થા ન કા ર્યા લ ય
અ મ દા વા દ

પ્રકાશક
રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રી
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ



પહેલી આવૃત્તિ

*

સં. ૧૯૮૫

કિંમત

| | |
|---|---|
| ગ્રાહકોને | છુટક |
| ૦–૨–૦ | ૦–૩–૦ |
| ટપાલખર્ચ માફ | ટપાલખર્ચ વધુ |

મુદ્રક
ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા
વસંત મુદ્રણાલય
ઘીકાંટારોડ : અમદાવાદ

# નિવેદન

'સરસ્વતી ગ્રન્થમાળા'નું પહેલું પુસ્તક 'વીર વલ્લભભાઇ' બહાર પડયા પછી માત્ર દશ જ દિવસમાં તેની ત્રણ હજાર નકલની પહેલી આવૃત્તિ ખલાસ થઇ ગઈ. માગ તો ચાલુ જ હતી એટલે બીજી આવૃત્તિ કાઢી અને તે પણ દશ જ દિવસમાં ખપી જવાથી ત્રીજી આવૃત્તિ સરદાર સાહેબના વડોદરાના વિદ્યાર્થીજીવનના—'મહાપુરુષ તરીકે'ના—એક વધુ ચિત્ર સાથે બહાર પાડી. આમ માળાના પ્રથમ પુસ્તકને વિરલ રીતે સત્કારવા બદલ ગૂજરાતી આલમનો હું આભાર માનું છું.

સાથેસાથે, 'વીર વલ્લભભાઈ'ના પુસ્તકમાં જગ્યાના અભાવે તેના લેખક શ્રી. મહાદેવ દેશાઈનો તેમ જ પોતાનો હક ઉઠાવી લઈ આ માળામાં તે પુસ્તક આપવાની ઉદારતા બદલ શ્રી. જુગતરામ દવેનો આભાર માની શકયો નહોતો તે જાહેર રીતે માનવાની અહીં તક લઉ છું.

આમ તરતોતરત ત્રણ આવૃત્તિ કાઢવી પડી હોવાથી આ બીજું પુસ્તક બહાર પાડતાં વિલંબ થયો છે. આ પુસ્તકમાં ગાંધીજીના જેલ ગયા પછી તેમના પટ્ટશિષ્ય તરીકે પ્રસિદ્ધ થયેલ શ્રી. ચક્રવર્તિ રાજગોપાળાચાર્યની ત્રણ વાર્તાઓ આપી છે. રાજાજીનો પરિચય ગૂજરાતની જનતાને આપવાની હવે ભાગ્યેજ જરૂર હોય. 'નવજીવન'માંના તેમના લેખો દ્વારા, મહાત્માજીના જેલ ગયા પછી અસહકારના ત્રિવિધ કાર્યક્રમને સફળ કરવા આદરેલા દેશભ્રમણ દરમ્યાન આપેલાં ભાષણો

દ્વારા, ગયાની મહાસભામાં ગાંધીજીની ગેરહાજરીમાં તેમની ગાદી સાચવવાનું કામ સફળતાપૂર્વક પાર પાડી તેમના સિદ્ધાંતોનો મહાસભા પાસે ફરીથી સ્વીકાર કરાવવા કરેલાં હૃદયંગમ અને સચોટ દલીલયુક્ત ભાષણો દ્વારા, અને ગૂજરાતીમાં પ્રસિદ્ધ થયેલી તેમની 'જેલડાયરી' દ્વારા ગૂજરાત તેમને ઓળખે છે જ.

રાજાજીની ખરી ખૂબી તેમની સરળતામાં છે. એમનામાં જરા યે આડંબર કે કૃત્રિમતા નથી. કાકા સાહેબના શબ્દોમાં કહું તો 'શ્રી. રાજગોપાળાચાર્યની લેખનશૈલીમાં હીરાની ચમક નથી, અંજરની આગી નથી, પણ મોતીનું લાવણ્ય અને સ્ફટિકની પારદર્શકતા છે.'

રાજાજીએ ઘણી વાર્તાઓ લખી છે તેમાંની આ ત્રણ વાર્તાઓ છે. પહેલી 'મુકુંદનનું પ્રાયશ્ચિત્ત' 'નવજીવન'માં પ્રસિદ્ધ થઇ ચૂકી છે અને બીજી બે 'યંગ ઇંડિયા'માં પ્રસિદ્ધ થયેલી હોઇ તેનો અનુવાદ મેં યથાશક્તિ કર્યો છે. આ વાર્તાઓ પ્રસિદ્ધ કરવાની અનુમતિ આપવા બદલ 'નવજીવન'ના વ્યવસ્થાપક શ્રી. મોહનલાલ ભટ્ટનો હું આભારી છું. અનુવાદ કરવાનો મારો આ પ્રથમ જ પ્રયાસ છે અને એ સંબંધી કેટલીક સૂચનાઓ માટે શ્રી. રામનારાયણ પાઠકનો આભારી છું.

આશા છે કે ગૂજરાત આ પુસ્તકને પણ એવું જ ઉત્તેજન આપશે.

પ્રસ્થાન કાર્યાલય
**અ મ દા વા દ**
ધનતેરશ, ૧૯૮૪

**રણછોડજી કેસુરભાઇ મીસ્રી**
પ્રકાશક

# મુકુંદનું પ્રાયશ્ચિત્ત

એક ગામડાની આમલીઓમાં છોકરાંના ટોળાએ ધમસાણ મચાવી મૂક્યું હતું. તેઓ વાંદરાંને રંજાડતાં હતાં. મોટા છોકરાઓને તો તેમાં બહુ ગમ્મત પડતી હતી, પરંતુ નાનાં છોકરાંને તથા વાંદરાંને તો જ્યારે પોતે સપડાઇ જાય ત્યારે રમત વસમી થઇ પડતી. છતાં ધમાચકડીના ઘોંઘાટથી નબળાં છોકરાંને પણ શૂર ચઢતું. આમ રમત લાંબી ચાલી.

એટલામાં એક છેડેથી તીણી ચીસ સંભળાઇ. બધાં છોકરાં એ તરફ દોડ્યાં. નાનો મુકુંદન એક જબરી વાંદરીના સખ્ત સપાટામાં આવી ગયો હતો. કૂદાકૂદમાં એ બચ્ચું ઝાડ પરથી પડી ગયું. મુકુંદને તે ઊંચકી લીધું. વીફરેલી વાંદરી મુકુંદન ઉપર તૂટી પડી. તેને હાથે અને મોંએ બચકાં ભરી લીધાં અને પછી તેનો ઘોઘરો પકડ્યો.

બધાં છોકરાં બૂમો પાડ્યાં જ કરે: "છોડી દે, તું એ બચ્ચાને છોડી દે."

પણ મુકુંદન એવો હેબતાઇ ગયો હતો કે બધાં શું કહે છે તે એ સમજે જ નહિ. કોઇ છોકરાની પણ પાસે જવાની હિંમત ન ચાલી. અને પેલી છંછેડાયેલી વાંદરી તો

એને પીંખ્યાં જ કરે. એટલામાં એક મારી નામનો અંત્યજનો છોકરો આગળ ધસ્યો, અને તેણે મુકુંદનના હાથમાંથી બચ્ચું લઈ લીધું. વાંદરી મુકુંદનને છોડી, મારી ઉપર કૂદી, પણ મારી તો બચ્ચાને એકદમ નીચે મૂકી, જમીન પર લાકડી પડી હતી તે લઇ, વાંદરીની સામો થયો. એટલે વાંદરી પોતાના બચ્ચાને લઇને નાઠી. બચ્ચાને પોતાને પેટે વળગાડી વાંદરી તો કૂદતાંકને ઝાડની છેક ટોચે જઇને બેઠી. મુકુંદન જમીન પર બેભાન પડ્યો હતો. ઘણાંખરાં છોકરાં તો એટલાં બી ગયાં હતાં કે એ બિચારાને શું કરવું એની તેમને સમજ જ ન પડી. એ બધાં ગામમાં બૂમો પાડતાં દોડ્યાં: "મુકુંદન મરી ગયો!" "વાંદરાએ મુકુંદનને મારી નાંખ્યો!"

પરંતુ મારીએ તો પોતાના નાના ભાઈ જે બીજા સાથે નાસતો હતો તેને પાછો બોલાવ્યો.

"ચિન્નન, જા તો, પાસેથી થોડું પાણી લઈ આવ," એમ કહી મુકુંદનના મોં ઉપરથી તેણે લોહી લૂછવા માંડ્યું.

પેલો છોકરો એક નાનો માટીનો ઘડો ભરીને પાણી લઇ આવ્યો. મારીએ મુકુંદનના મોં ઉપર પાણી છાંટ્યું એટલે થોડી વારમાં તે શુદ્ધિમાં આવ્યો. પરંતુ લોહી તો હજી પુષ્કળ વહેતું જ હતું.

"આવ ચિન્નન, મને તું હાથ દેને; આપણે મુકુંદનને એની બા પાસે પહોંચાડી દઇએ," મારીએ કહ્યું.

## ૨

મુકુંદનની મા વિધવા હતી. લાગલાગટ ત્રીસ દિવસ તાવમાં રહી તેનો ધણી મરી ગયો હતો. ગામના 'વૈદ્યરાજ'ની એકે દવાની ટીકડી લાગી નહિ. એ બિચારીને ભગવાન

ઉપર ભરોસો હતો અને હિંમત રાખીને રહી હતી. ગામમાં ઓળખાણપાળખાણવાળાઓને ચાર પૈસા પતિએ ધીરેલા તે બધા તેણે ધીમે ધીમે વસુલ કરી લીધા, બધાં ખેતરો નિયમિત સાંથ ભરે, એવા સારા ખેડૂતને સાંથી દીધાં, અને ઘરસંસાર ચલાવવા માંડ્યો. છોકરાને એણે નિશાળે મૂકયો. ગામમાં સમ ખાવા જેવી નિશાળ હતી, પણ તેથી ચાલતું ચલણ થયું. ઘેર મા, દીકરાને રામ અને હનુમાનની વાતો સંભળાતી અને કોઇ વાર મહાભારતમાંથી પણ વાતો કહેતી. જુવાન વિધવાને આ એકલવાયું જીવન ઘણું યે દોહ્યલું લાગતું, પણ ઇશ્વર ઉપરની તેની અચળ શ્રદ્ધા અને ધરમધ્યાનથી તેને શાન્તિ મળતી. ભગવાન તેનો બેલી હતો.

નાઇધોઇ સેવાપૂજા કરીને તે રાંધવા સારૂ ચૂલા આગળ બેઠી હતી, ત્યાં તો લોહીચૂતા મુકુંદનને લઇ મારી અને ચિન્નન અંદર આવ્યા અને ચોંકેલી મા આગળ છોકરાને મૂકયો.

“ઓ મારા રોયાઓ, આ શું કરી લાવ્યા ?” એમ કહેતી માએ લોહિયાળા દીકરાને ઝડપી લીધો. એ એકલ વિધવાના આ ભયત્રસ્ત કાર્યમાં અને આમલીઓમાં વાનર માતાએ જે ધસારો કર્યો હતો તેમાં કેટલું બધું સામ્ય હતું ?

મારીએ જે બન્યું હતું તે ટૂંકમાં સમજાવ્યું.

ચહેરા ઉપર આભારયુક્ત સ્મિત સાથે માએ પૂછ્યું: “દીકરા, તમે કોણ છો ?”

“મા, અમે અંત્યજ છીએ,” પેલાઓએ પાછા હઠતાં જવાબ આપ્યો.

તમામ વસ્તુ ભૂલી જઇને એ બરાડી ઊઠી: “અંત્યજ !

તમે ઘરમાં પેઠા જ કેમ ? અને તે ય વળી છેક ચૂલા પાસે ! ઓ મારા ભગવાન ! હવે શું થશે ?" એમ કહી એક ભારે કમહાર ઉચકી ચિન્નન ઉપર ફેંકી. મારીએ વચ્ચે પડીને ઘા ઝીલી લીધો. તમ્મર ખાઈ તે નીચે પડચો. ચિન્નન ચીસ પાડતોકને નાઠો.

" આ લુચ્ચાઓએ મારું ઘર અને મારું રસોડું અભડાવી માર્યું અને પાછા ગામમાં મારી ફજેતી કરવા બેઠા છે," બાઈ અતિશય ત્રાસ પામતાં બોલી.

મારી ઊભો થયો. વાગેલે પગે ખૂબ પીડા થતી હતી; તેને પકડીને તેણે બાઈને કહ્યું:

" બા, તમારા દીકરાને મોટી વાંદરી કાંકરડી ખાતી હતી તેની પાસેથી મેં એને છોડવ્યો; તેના બદલામાં તમે મારો પગ ભાંગ્યો ! "

" તું અને તારી વાંદરી પડોને ઊંડા ધરામાં. આ પાપમાંથી હું હવે કેમ કરીને છૂટવાની ? તમારા લોકની અમે છાયા ય ન લઈએ, અને તું તો છેક મારા ઘરમાં પેઠો. હાય હાય ! છેક રસોડામાં, દેવસેવાની ઓરડીમાં ! હે રામ, હે કૃષ્ણ, હે ભગવાન ! હું ક્યાં જાઉં ? આ ભ્રષ્ટવેડા હવે શે ધોયો જશે ? "

મારી બિચારો હજી એનો પગ પંપાળતો જ ઊભો હતો.

" અલ્યા ચંડાળ, હજી જાય છે કે નહિ ?" એમ બરાડતી બાઈએ બીજી એક લાકડી લગાવી. બિચારો છોકરો બૂમ પાડતો નાઠો, અને રસ્તા પર જઈ ઊભો.

અત્યાર સુધીમાં બારણે તો લોકોની ઠઠ જામી ગઈ હતી.

લોકો હાય હાય કરતા પોકારતા હતાઃ " ઘરમાં અંત્યજના છોકરા પેઠા ! "

દૂર રસ્તાને નાકે મારીની મા, પોતાનાં છોકરાંને કોઈ મારી નાંખશે એ બીકે બૂમો પાડતી ઊભી હતી.

૩

પેલા પ્રસંગને બની ગયે બે વરસ વીતી ગયાં છે. મુકુંદન હવે કાંઈક મોટો થયો હતો. બે માઇલ છેટે આવેલા કમલાપુરની અંગ્રેજી નિશાળમાં તે ભણવા જતો હતો. વેલ-પટ્ટીથી બીજા પણ બે છોકરાઓ એ જ નિશાળમાં ભણવા જતા એટલે સંગાથ પણ હતો. વાંદરીની વાત લગભગ ભૂલાઇ ગઈ હતી. માત્ર મુકુંદનના મોં ઉપર એક મોટા ઘાનું નિશાન રહ્યું હતું.

મારી ઊંચ વરણના છોકરાની બાબતમાં વચ્ચે પડ્યો અને બ્રાહ્મણના ઘરમાં પેસવાનું તેણે સાહસ કર્યું એ એની મા ભૂલી જ શકતી નહોતી. પાછળથી એને જેટલાં દુઃખ પડ્યાં એ બધાંનું કારણ આ હડહડતા પાપાચરણને જ તે માનતી. પોતાની ખરી કમાણીના પૈસા ખરચી મારીઆઇ માતાના મોટા ઓચ્છવ વખતે ત્રણ વરસ સુધી દર વરસે એક એક બકરો તેણે ચઢાવ્યો, અને પાપમાંથી છોડાવવા માતાજીને ઘણીએ આજીજી કરી. પરંતુ માતા પ્રસન્ન થાય જ નહિ. પહેલાં તેનો ધણી તાડીને માંડવે છ સાત દિવસે જતો તે હવે રોજ જવા લાગ્યો. ગરીબાઇ અને દુઃખ વધવાની સાથે તેનું વ્યસન પણ વધતું જ ગયું. ઘણી વાર તો એવું બને કે મોટે પરોઢિયે ઊઠીને બપોર સુધી જંગલમાં ફરી ફરી લાકડાં વીણી લાવીને વેચ્યાના જે પૈસા આવ્યા હોય, તે એલો માણસ ઊઠાવી લઇ તાડી પીવા જાય અને છોકરાં

ભૂખે ટળવળે. પીને ટે થઈ એ ઘેર આવે અને પછી ખાવાનું માગે. ઘરમાં કશું હોય નહિ એટલે સોંઘી બિચારી પેલી બૈરી તેના ભોગ મળે.

માર ખાતી ખાતી એ બાઈ બોલે: "મારી, ચિન્નન, રડશો નહિ મારા દીકરા. હવે મજૂરો લેવા પેલો માણસ આવશે ત્યારે આપણે કેન્ડી જતાં રહીશું. આ વરૂ ભલે તાડીની દુકાનમાં સબડતો."

એ વરસ વરસાદ ન થયો. બધાં ખેતરો સુકાઈને વેરાન થઈ ગયાં. ગરીબ લોકોને ક્યાંયે રોજી ન મળે. સહુની દશા બૂરી આવી હતી. પરંતુ અંત્યજ લોકોની દશા તો વર્ણવી જાય તેવી નહોતી. બગીચાઓ માટે મજૂરની ભરતી કરવા કંગની આવ્યો. ભૂખે મરતાં લોકોએ તેને અન્નદાતા તરીકે વધાવી લીધો.

ખેતીવાળા તો કહેવા લાગ્યા: "આ માણસો તો અજ્ઞાન લોકોને ભોળવીને ફસાવવા આવ્યા છે. તેઓ જુઠ્ઠાં વચનો આપીને ગરીબ લોકોને છેતરે છે." છતાં કેટલાંય કમનસીબ પુરુષો અને સ્ત્રીઓ ખુશીથી કંગનીની સાથે ગયાં. મારીની માએ પણ પોતાનો છૂટકારો શોધ્યો. પોતાના બે દીકરાને પણ સાથે જ લીધા. પહેલાં તો ધણીને દેશમાં મૂકી જવાની વાત હતી; પણ છેલ્લી ઘડીએ તેણે દારૂતાડીને ન અડકવાના સોગન લીધા અને તે પણ સાથે ચાલ્યો.

## ૪

બીજાં ત્રણ વરસો વીતી ગયાં. મુકુંદને શાળાન્ત પરીક્ષામાં માન સાથે પસાર થયો. મા ઉપર તેને બહુ જ વહાલ હતું. તેણે મન સાથે વિચાર કર્યો કે 'ઘેર જઈ માને આ

ખુશખબર જલદી પહોંચાડું.' તેના મિત્રોની દરખાસ્ત પાસેની ટેકરી ઉપરના મંદિરે જઈ આખો દિવસ ગમ્મતમાં ગાળવાની હતી, પણ તે કબૂલ કરતો નહોતો.

એક મોટા છોકરાએ કહ્યું: " મુકુંદન, આમ છોકરી જેવો શું થાય છે? તારે અમારી સાથે આવવું જ પડશે. મોડું થઈ જશે તો છેક તારે ગામ આવીને પહોંચાડી જઇશ, પણ તારે આવવું તો પડશે જ."

છએક છોકરા બોલી ઊઠ્યા: " હા, હા. આવવું જ પડશે." એટલે મુકુંદનને કબૂલ થવું પડ્યું, અને બધા ઉજાણી કરવા ઊપડ્યા.

તહેવારનો દિવસ હતો એટલે જાત્રાળુઓનાં ટોળેટોળાં ત્યાં જતાં હતાં. છોકરાઓને બહુ જ મઝા પડી. તેઓએ ધરાઈને આનંદ માણ્યો. તેમનામાંનો એક રૂના કોઈ શ્રીમંત વેપારીનો દીકરો હતો. છોકરો લાડકવાયો હતો. તેની પાસે પોતાની મરજીમાં આવે તે રીતે વાપરવા મળેલી એક પાંચ રૂપિયાની નોટ હતી. તેમાંથી બધાએ મીઠાઈ ખાધી અને આખો દિવસ તડકામાં ભટક્યા.

ટેકરી ઉપરથી ઊતરતાં મુકુંદન કહે: " રામકૃષ્ણ, ખૂબ તરસ લાગી છે."

છોકરાઓએ જવાબ આપ્યો: " આટલામાં કોઇ જગાએ પાણી નથી."

" જાઓ, જાઓ," પેલા મોટા છોકરાએ કહ્યું. " આ પાસે જ હનુમાન તળાવ છે, એટલું ય નથી જાણતા?"

નજીકમાં જ ખડકમાંથી કોતરી કાઢેલી હનુમાનની મોટી મૂર્તિ હતી, અને તેની પાછળ ઉપર જણાવેલું તળાવ હતું.

પાણી સારીપેઠે ગંદું હતું, પણ મુકુંદનને ખૂબ તરસ લાગી હતી એટલે તેણે તો એ પીવાય તેટલું પીધું. પછી હનુમાનની પૂછડી જોવા થોડું થોભીને પાછા ઊપડયા. મુકુંદન ઘેર પહોંચ્યો ત્યારે મોડું થઈ ગયું હતું, અને અંધારું પણ ખૂબ થઈ ગયું હતું. અવાજ સાંભળતાં જ એની મા બારણું ઉઘાડવા દોડી.

તે બોલી: "મારા દીકરા, આખો દિવસ થયો તારી રાહ જોતી બેસી રહી છું અને તું કેમ આટલો મોડો આવ્યો? તું સવારે તો કહેતો હતો કે પરીક્ષાનું પરિણામ જણાશે કે તરત જ તું મને કહેવા દોડી આવશે."

"બા, અમે ટેકરી ઉપરને મંદિરે ગયા હતા. બધા છોકરાઓએ ત્યાં ઉજાણી રાખી હતી. હું તો ઘણો યે ઘેર આવતો રહેવાનું કરતો હતો, પણ બધા છોકરાઓએ મને આવવા જ ન દીધો."

"કાંઈ નહિ, બેટા. પણ તારી પરીક્ષાનું શું થયું?"

"તેમાં તો, બા, હું પહેલા વર્ગમાં વળી પહેલે નંબરે પાસ થયો છું."

માએ દીકરાને છાતી સરસો ચાંપ્યો. તેની આંખમાં આંસુ ઊભરાયાં. તેના જેવી વિધવા માના વિના બીજું તો કોણ એના મનના વિચારો કહી શકે?

## ૫

ઘર કેમ આજે સૂનકાર છે? મોટી ખુશાલીના છેલ્લા બનાવને તો હજી થોડા જ દિવસો થયા છે.

હકીકત ટુંકામાં જ કહી શકાય એમ છે. પેલી ટેકરી ઉપરની ઉજાણીમાંથી ઘેર આવ્યો તે જ રાતે મુકુંદન માંદો પડયો. તેના પેટમાં કાંઈક થઇ આવ્યું. કોગળિયું છે તેની

કોઈને ખબર ન પડી. મા બિચારી સારવાર કરતી હતી તે પણ રોગમાં ઝપટાઈ. ગામડાગામમાં, જ્યાં દારિદ્ય અને અજ્ઞાનનું સામ્રાજ્ય પ્રવર્તે છે, ત્યાં માંદા માણસને બચવાની આશા ઓછી જ હોય છે. છોકરો તો પાડાપાડોશીની સારવારને પરિણામે જેમ તેમ કરીને બચ્યો. પરંતુ માએ તો જ્યાં સુધી હલાયુંચલાયું નહિ ત્યાં સુધી પોતાનું દુઃખ છાનું જ રાખ્યું, અને પછી તો કશો ઈલાજ કામ આવે તેમ રહ્યું જ નહિ.

એક વાર કાંઇક શુદ્ધિમાં આવી ત્યારે બોલી ઊઠી: "ઓ મારા દીકરા? કોણ હવે તારી સંભાળ લેશે?" આટલા શબ્દો બોલી, વળી તે બેભાન થઈ ઢળી પડી, અને થોડી ક્ષણમાં તેનો આત્મા ઊડી ગયો.

૬

પંદર વરસ વહી ગયાં હતાં. જૂનાં સ્થાનો હવે ઓળખાય એવાં પણ નહોતાં રહ્યાં. વેલમપટ્ટી લગભગ ઉજડખંખ થઈ ગયું હતું. બ્રાહ્મણવાડો આખો અલોપ થઈ ગયો હતો. એક માત્ર મંદિરના પૂજારીનું ઘર બાકી રહેલું હતું. પણ અડધી ચેરી ખંડેર થઇ ગઇ હતી.

મારી અને ચિન્નન તેમનાં માબાપ સાથે લંકામાં ઉછરીને મોટા થયા. તેઓ ચાના બગીચામાં રહ્યાં ત્યાર પછી તરત જ બાપે જૂની લત શરૂ કરી હતી. થોડા વખત પછી તેને નોકરીમાંથી કાઢી મૂકવામાં આવ્યો. તેણે સ્ત્રી જોડે કજિયો કર્યો અને ભીખારી બની ઠામેઠામ ભટકવા માંડ્યું. પછી તેનું શું થયું તેની કોઇને ખબર ન પડી. મારી અને ચિન્નન મા સાથે ચાના બગીચામાં રહી મજૂરી કરવા

લાગ્યા ને સાદું સંયમી જીવન ગાળવા લાગ્યા. મારી હવે ૨૫ વરસની ઉંમરનો થયો હતો. તેની માએ એક પડોશી મજૂરની બગીચામાં જ જન્મેલી છોકરીનું દીકરા માટે માગું કર્યું. તેનો સ્વીકાર થયો. લગ્ન થયા પછી થોડા જ વખતમાં મારીએ પોતાના વતન ગામડામાં જઇ વસવાની વાત કાઢી.

"આ દૂરના દેશમાં આપણે શા સારૂ વૈતરૂં કર્યા કરીએ, મા, અહીં આપણને ઘરબાર નથી, દેવ નથી, સુખે રોટલો ખાવાનો નથી. અહીં માણસનું જીવતર એનું પોતાનું નથી. આપણે ઢોરની જેમ જીવીએ છીએ. હવે આપણી પાસે બસોક રૂપિયાનો જીવ થયો છે. આપણે દેશ જતાં રહીએ. એક ગાડું રાખશું, બળદની કે ગાયોની જોડ લઇશું અને નીરાંતે રોટલો ખાઇશું. આપણા દેશમાં સેંકડો લોકો એથી યે ઓછામાં આનંદ માને છે."

"હા દીકરા," માએ કહ્યું. "ચાલો ત્યારે જતાં રહીએ. મને પણ આપણી જૂની ઝૂંપડીમાં મરવાનું ઘણું મન છે."

હિંદુસ્તાન જતા મજૂરોની પહેલ વહેલી ટૂકડીનો સાથ શોધી તેઓ પોતાને ગામડે પાછાં આવ્યાં. મારીએ બળદની જોડ અને ગાડું વસાવ્યાં.

પણ ભાગ્ય બે ડગલાં આગળ જ હતું. એક બળદનો પગ અજાણતાં લૂલો થયો, એટલે એ તો માથે પડ્યો. એને વેચી શકાય એમ પણ નહોતું. મારીએ ગુજરીમાંથી બીજો બળદ લીધો. પણ એટલામાં ઢોરની મરકી ચાલી, અને તેના ત્રણે બળદ તેમાં ઝપટાઇ ગયા. તે ગામના એક ખેડૂતને ત્યાં નોકરીએ રહ્યો અને જેમતેમ કરીને માનું પોષણ કરવા

લાગ્યો. તેનો ભાઈ ચિન્નન કજિયાખોર નીવડ્યો, અને મલાયા તરફ જતો રહ્યો.

છતાં મારીની પંદર વરસની સ્ત્રી પૂવી એ દુખિયાંનો વિસામો હતી. તે બુદ્ધિશાળી, ચપળ અને બહાદુર હતી, અને પચીસ વરસની હોય એટલું કામ કરતી. જ્યારે જ્યારે ઘરના કામથી નવરાશ મળે ત્યારે જંગલમાં જઇ બળતણ આણતી, અથવા ખેતરે જઈ ઘાસનો ભારો લાવી તેની ઠીક ઠીક કિંમત લઈ આવતી. ભારા વેચવામાં તે હમેશાં ફાવતી. અઠવાડિયે બે ત્રણ વાર તે ચળકતી બેઆની લાવે તેનાથી ધણીના કમાણીમાં ઉમેરો થતો. તેઓ જેમતેમ કરીને પેટ ભરતાં હતાં.

વેલમપટ્ટીને સારૂ આ વરસ મહાવસમું હતું. વરસાદનો છાંટો પડ્યો નહોતો. એ ભાગમાં ચાર વરસથી વરસાદના સાંસા તો હતા જ, પણ આ વરસે તો સૂકવણાની અવધિ આવી હતી. લગભગ બધા કુવામાંથી પાણી સૂકાઇ ગયાં હતાં. ખેતર ખેતી વિના ઉઘાડાં પડ્યાં હતાં, એટલું જ નહિ પણ પીવાનું પાણી મેળવતાં પણ આપદા પડતી. ઘણાં કુટુંબો પેટનો ખાડો પૂરવાને ઘર છોડી દૂરદેશ ચાલ્યાં ગયાં. પણ મારી અને તેની સ્ત્રીથી જવાય એમ નહોતું, કારણ ડોશી ઝૂંપડી મૂકીને ખસવાની સાફ ના પાડતી હતી. તે કહેતી, "દીકરા, મારાં હાડકાં અહીં જ પડવા દે. આ તો મરિયાઈ કોપ્યાં છે. આપણે અહીં રહીએ કે નાસી જઇએ તો યે દીકરા, એ આપણને માફ કરનાર નથી."

તેઓ લંકાથી પાછાં ફર્યા ત્યારથી ડોશીને જૂના દિવસો ફરીફરીને યાદ આવતા હતા. તેને લાગતું કે પોતાના

દીકરાઓએ બ્રાહ્મણનું ઘર અભડાવ્યું તે પાપને પરિણામે આજે આ બધાં દુઃખ ભોગવવાં પડે છે.

"એ બ્રાહ્મણીના રસોડા પાસે તું ગયો જ શા સારૂ? એ તો મહાપાપ કહેવાય, બેટા." ડોશી ફરીફરીને કહેતી અને મનમાં બોલ્યાં કરતી, 'ખમા કરો, મરિયાઇ; ખમા કરો, મા.'

વેલમપટ્ટીમાં હવે અંત્યજોનાં પાંચ જ ઘર રહ્યાં હતાં. ગામનું તળાવ ઘણા વખતથી સૂકાઇ ગયું હતું. આખી સીમમાં માત્ર એક પંડાશી વેલ્લાળના ખેતરના કુવામાં થોડુંક પાણી રહેલું, તેમાંથી તેઓ પીવાનું પાણી લાવતાં. પણ તેમનાથી કુવામાં ઘડા ઉતારાય એવું તો હતું જ નહિ, કારણ ઢેડનાં વાસણ અડકે તો કુવાનું પાણી અભડાઇ જાય. સાંજે કોસ ખેંચવાનું પૂરૂં થાય ત્યાં સુધી તેઓ રાહ જોયા કરતાં. પછી બળદને છૂટા કરીને નવડાવવામાં આવે, ત્યાદબાદ ઢેડની સ્ત્રીઓને નીકમાંથી એકએક ઘડો પાણી ભરવાની રજા મળતી. આ કિંમતી પાણીના સરખે સરખા ભાગ લેવા માટે સ્ત્રીઓમાં લડાલડી અને ચીસાચીસ થઇ રહેતી. કોઇ કોઇ વાર કેટલીક સ્ત્રીઓ વાંકી થઇને છીછરી નીકમાંનું બધું પાણી ડહોળી નાંખતી. બાકીની ક્રોધે બળી જતી, અને ખેતરના મજૂરો આ કજિયો જોવા ઉભા રહ્યા હોય તેમની આગળ ફરિયાદ કરતી. પેલા તિરસ્કારથી કહેતા, "તમે ઢેડાં તો કુતરાં એવાં જ જંગલી રહ્યાં!"

૭

કટ્ટી ગૌંડનના દીકરા હમેશની જેમ ખેતરની છાપરીમાં સૂતા હતા. ખેતરમાં પાક નહોતો એટલે ચોકી તો કરવાની

નહોતી; પણ કેટલાંક અધભૂખ્યાં ઢોર અને ચામડાના કોસ તથા દોરડાં એટલી વસ્તુઓ ચોરાઇ જાય એવી હતી ખરી. રાત્રિ શાંત હતી. થાકેલી કુદરત જ્યારે વિશ્રાંતિ લે છે ત્યારે જગતનાં તમામ કલહો અને દુઃખો દબાઈ જાય છે. માથા પર સુંદર નિર્મળ ચંદ્ર પ્રકાશતો હતો, અને આ સૂકાંભઠ ખેતરો પણ દૂધ જેવી ઊજળી ચાંદનીમાં રળિયામણાં લાગતાં હતાં.

એકાએક કુતરાંના ભયાનક ભસવાથી શાંતિમાં ભંગ પડયો. એક પડછાયો કૂવા આગળથી નીકળી નાનાં ઝાડવાંની છાયામાંની નીકને રસ્તે ઉતાવળે પગલે ચાલ્યો જતો હતો.

'કોણ છે એ ચોર?' કટ્ટી ગૌંડનના નાના દીકરાએ બૂમ પાડી.

'શું છે? શું છે?' મોટા સેનગોદને અડધી ઊંઘમાં પૂછ્યું.

'અરે કાકા! અરે રાખિયાગૌંડા! અરે પાલાની! ચોર છે ચોર! કોસ લઇને નાસી જાય છે! પકડો! પકડો એને!' નાના છોકરાએ બૂમરાણ મચાવી મૂકયું. પછી તો બૂમાબૂમ અને ચીસાચીસનો પાર ન રહ્યો. પાડોશના ખેતરોવાળાઓ પણ જાગી ઊઠયા, અને માણસો અને કુતરાં કીકિયારી કરતાં અને ભસતાં દોડવા લાગ્યાં.

ચોરને પકડાતાં વાર ન લાગી. એક જુવાન સ્ત્રી પાણી ચોરી જતી હતી! દોરડું ને ઘડો લઇને તે આવી હતી અને તેણે કૂવામાંથી પાણી કાઢયું હતું.

'અલ્યા!' કટ્ટીના છોકરાઓ સાથે બોલી ઊઠયા. 'આ તો ઢેડણ છે. એણે કૂવામાં ઘડો બોળ્યો. મારી નાંખો એને, મારો લાત, એનો ઘડો ફોડી નાંખો, એનાં હાડકાં ખોખરાં કરી દો!'

એક પળમાં ઘડાના કકડેકકડા થઇ ગયા, અને બિચારી છોકરી પર ઉપરાઉપરી પ્રહાર પડવા લાગ્યા. અંતે તે બેભાન થઇને જમીન પર પડી.

'બસ કરો, એ મરી ગઇ છે, હવે એને વધારે મારશો મા.' સેશન્સ કોર્ટનો કડવો અનુભવ પામેલા રાખિયાગોંડને કહ્યું. 'એક ખાડો ખોદો અને કુતરીને એમાં દાટી દો કે કશી પંચાત ન રહે.'

આ શબ્દો સાંભળી પેલા કોપેલા માણસોને કંઇક ભાન આવ્યું.

'આ છોકરી કોણ છે, કોઇ જાણે છે?' એક ડોસાએ તપાસ કરવા માંડી.

'પેલા કાંડી મારીની વહુ. અરે રામરામ! બાપડી આમ છે તો ભલી, પણ એને આ શું સુઝયું?' કદ્રીનો મોટો છોકરો બોલ્યો.

'કાલે એ ઢેડાંઓને અમે પાણી લેવા દીધા વિના કાઢી મૂક્યાં. એટલે હરામખોરોએ આ કામ કર્યું,' નાના ભાઇએ કહ્યું.

'ધરમ ને ધ્યાન, સારૂં ને નરસું, બધું આ ભયંકર સૂકવણામાં ભેળસેળ થવા બેઠું છે,' એક ઊંચા ગોંડનના મોંમાંથી શબ્દ નીકળ્યા.

'એ મરી નથી ગઇ, ઢોંગ કરે છે. મારો એને લાત, એટલે ઊઠીને ઘેર દોડી જશે,' એક બીજાએ કહ્યું, અને પોતાની સલાહને અમલમાં પણ મૂકી. છોકરી જરાક હાલી, પણ ઘેર દોડી જવા ઊઠી ન શકી. ઉપરથી લાતોનો વરસાદ પડતો હતો છતાં તે હજુ બેભાન જ પડી હતી.

'ઉપાડો એ કુતરીને અને શેરીમાં મૂકી આવો,' રાખિયાગોંડને સલાહ આપી.

ત્રણ ચાર જણે છોકરીનું ગાંસડી જેવું થઇ ગયેલું શરીર ઉપાડયું અને એને શેરીમાં મૂકી આવ્યા.

૮

અનાથ છોકરાનાં પરાક્રમો સાચેસાચ નોંધી રાખેલાં હોય તો તે હમેશાં વાંચવા જેવાં હોય છે. આપણે બધા દુર્ભાગી ન હોઇએ, પણ આપણા કરતાં વધારે દુર્ભાગી એવા કોઇના અનુભવોમાંથી આપણે બોધ તો દરેક જણ લઇ શકીએ. માના મરણ પછીનાં મુકુંદનાં પરાક્રમો બહુ જ રસ પડે એવાં અને બોધદાયક છે. પણ એ પોતે તે લખી નથી ગયો, અને હવે બીજાઓ પાસેથી તે ભેગાં કરવાથી કશો લાભ નથી. એટલું કહેવું બસ છે કે હવે એ પૂરેપૂરો ડાકટર બન્યો હતો, અને કમલાપુરનું લોકલ ફંડનું ઇસ્પિતાલ એના હાથમાં હતું. તેણે દૂરદૂર ભમવામાં મણા નહોતી રાખી. ભૂગોળનું ઘણું જ્ઞાન પ્રત્યક્ષ રીતે મેળવવું એ અનાથ છોકરાઓનો હક છે.

ચાર મજબૂત માણસો ખભે એક કાથીનો ખાટલો લઇને દવાખાનાના ચોગાનમાં દાખલ થયા. ડાકટરની ઑફિસ સામે આવી તેમણે ખાટલો હળવેથી જમીન પર મૂકયો અને બૂમ પાડીઃ 'સ્વામી! સ્વામી!' એમનો અવાજ જ કહી આપતો હતો કે તેઓ સારવાર માટે આવેલા 'અસ્પૃશ્યો' હતા.

'એ શું છે, મૂથા? જા, જો તો ખરો, મડદું છે કે શું?' ડૉ૰ મુકુંદન વાર્ષિક નિવેદન માટે પત્રકોના સરવાળા કરતા હતા અને તાળો મેળવતા હતા; ત્યાંથી નજર ઊંચી કરીને તેમણે દવાખાનાના નોકરને કહ્યું.

ગામની નિશાળના હેડમાસ્તર સવારે ફરવા ગયેલા ત્યાંથી

પાછા ફરતાં જરા દવાખાનામાં ડોકિયું કરવા આવેલા તેમને ડાકટરે કહ્યું: 'તોબા છે આ ગામથી! લગભગ દરેક અઠવાડિયે ખૂન અને મડદાની તપાસ તૈયાર હોય જ છે.'

'બહુ જ જંગલી અનાડી છે આ જિલ્લાના લોકો,' તાંજોરના વતની હેડમાસ્તરે ટાપશી પૂરી. 'ધૂળગજાની વાતમાં લડી પડે છે, અને એમાંથી તરત જ મારામારી અને ખૂન થાય છે. આ લોકોમાં પ્રાથમિક શિક્ષણનો વધારે પ્રચાર કરવો જોઇએ. ત્યાર પછી જ કંઇ સુધારાની આશા રાખી શકાય.'

'મડદું નથી, સાહેબ,' મૂથાએ કહ્યું. કોઇ છોકરીને સખત માર પડેલો છે.'

'એ લોકોને કહે કે છોકરીને અહીં ટેબલ પર લાવે,' મુકુંદને કહ્યું.

'મને લાગે છે કંઇક બૈરીનો ઝગડો હશે,' હેડમાસ્તર સહેજ હસીને બોલ્યા.

'હોય, ચાલો જોઇએ તો ખરા,' મુકુંદને કહ્યું.

પેલા માણસોએ છોકરીને ખાટલામાંથી ઉપાડી અને અંદર મોટા ટેબલ પર લાવી સૂવાડી.

'બહુ જ સખત માર છે,' ઘા તપાસતાં ડાકટરે કહ્યું. બહારની ઘણીખરી ઇજા કેવળ ઉઝરડા હતા, પણ બંને હાથનાં હાડકાં ભાંગી ગયાં હતાં.

'એ જીવશે ખરી?' મારીએ પૂછ્યું. છોકરીને લાવનાર ટોળામાં એ હતો.

"મારી ઘરવાળી છે, સાહેબ. એ જીવવાની આશા લાગે છે?' મારીએ પૂછ્યું. તેની આંખમાંથી આંસુ દડદડવા લાગ્યાં.

'હા, જરૂર! એ સાવ સાજી થઈ જશે, ભલા માણુસ.

એને મહિનો ઇસ્પિતાલમાં રાખવી પડશે.'

મારીએ એકદમ ઠુઠવો મૂકયો. 'અરેરે, એક મહિનો હું કેમ કાઢીશ? એની કાંજીનું અમે શું કરીશું?'

'મૂરખ, એને અમે અહીં ખવડાવીશું. તું ચિંતા નહિ કર.'

'મારી, તને ખબર નથી?' એના એક સાથીએ કહ્યું. 'ડાકટર સાહેબ આપણા જ ગામના ઐયા છે; આપણા સીનૈયાના દીકરા. એ આપણી લાજ રાખશે. એને સાજી કરી દેશે.'

'તેઓ એને ખાવાનું આપશે. એ સાજી થઇ જશે ત્યાં સુધી તને પણ કંઇક ખાવાનું આપશે. ડર મા,' ત્રીજો બોલ્યો.

'ડરીએ શા માટે? સ્વામી બહુ ભલા છે,' ત્રણ જણ ફરી સામટા બોલી ઊઠયા.

મારીએ હવે મુકુંદનના મોં સામે તાકીને જોયું.

'તમે મુકુંદૈયા, નહિ સ્વામી?' તેણે પૂછયું.

'હા, હા,' છોકરીના ભાંગેલા હાથ તપાસતાં મુકુંદને અધીરાઇથી જવાબ આપ્યો.

'જય જય, ડાકટર સાહેબ,' હેડમાસ્તરે કહ્યું. 'કેસ અટપટો છે, એટલે તમને ખલેલ પાડવી ઠીક નહિ. હું જાઉં છું.'

'જય જય, માસ્તર સાહેબ,' મુકુંદને કહ્યું. મારી તરફ વળીને બોલ્યો, 'આ કજિયો શો હતો, અલ્યા? આ શી રીતે બન્યું એ તો કહે.'

પેલા માણસોએ વાત સંભળાવી. સૌ સામટા બોલતા હતા તેથી શું બન્યું છે એ સમજી લેતાં મુકુંદનને જરા મુશ્કેલી પડી.

૯

'આ કેવું વિચિત્ર!' મુકુંદન મનમાં કહેતો હતો. 'જ્યારે જ્યારે હું આ ગરીબ છોકરી પાસે જાઉં છું, ત્યારે ત્યારે મને મારી

માતાનાં ફૂલોની મધુર સુવાસ આવે છે ને હું મુગ્ધ થઇ જાઉં છું.'

વાચક, ઘણાં વરસો પહેલાં લીધેલી મધુર સુવાસ, અથવા બચપણમાં સાંભળેલો સંગીતનો એકાદ સૂર તેનાં સર્વ સ્મરણો અને સંજોગો સાથે ફરી સ્મૃતિમાં અચાનક તાજો થાય છે એ અનુભવ તેં લીધો છે ખરો ?

મુકુંદને અતિશય હળવે હાથે ઘા સાફ કર્યા, એના પર પાટા બાંધ્યા, ભાંગેલા હાથે પાટિયાં બાંધ્યાં, અને છોકરીને પૂછયું, 'હવે કેમ લાગે છે ?'

'બહુ સારૂં, સાહેબ,' પૂવીએ કહ્યું, 'પ્રભુ તમારૂં ભલે કરે ને તમને ભર્યા ભંડાર આપે.' એના મોંમાંથી ભલા ડાકટરને આશીર્વાદના આ શબ્દો નીકળતાં એની આંખો માતાની વત્સલ દૃષ્ટિના અવર્ણનીય તેજથી ચમકવા લાગી.

'શું હું આ સ્વપ્ન જોઈ રહ્યો છું ?' છોકરીના ખાટલા આગળથી જતાં જતાં મુકુંદન મનમાં બોલ્યો. 'હવે આ છોકરીને જ્યારે જ્યારે જોઉં છું ત્યારે મારી વહાલઘેલી માના વિચારો મને કેમ આવ્યા કરે છે ?'

'મૂથા, તેં અહીં કયાંયે ફૂલ વીણીને રાખ્યાં છે ?'

'ના સાહેબ, અહીં ફૂલ જ કયાં છે ? આ છોડવા અને વેલા તે પાણી વિના સુકાઈને ચીમળાઈ ગયાં છે'.

મુકુંદનની માને ફૂલોનો ભારે શોક હતો. તે વિધવા થઈ અને વેણીમાં ફૂલો ગુંથાય એવું ન રહ્યું ત્યાર પછી પણ તે રોજ ફૂલ વીણી ભેગાં કરતી અને ઘરમાં દેવઘરના ખુણામાં મૂકતી.

ઇસ્પિતાલમાં પૂવી સૂતી હતી તેની પાસે મુકુંદન ફરીફરીને આવતો.

'વિચિત્ર, બહુ જ અજબ ! આ મધુર સુવાસને હું મારા

મગજમાંથી કાઢી જ શકતો નથી. લોકો કહે છે કે સ્ત્રીપુરુષો મરી જાય છે ત્યારે તેમનો વિનાશ નથી થતો પણ તેઓ નવો જન્મ લે છે. કદાચ આ અંત્યજ બાળા મારી મા તો નહિ હોય, કોણ જાણે?' મનમાં આવો વિચાર કરતો મુકુંદન તે ઊંઘતી હતી તે વખતે તેની મુખાકૃતિ સામે ટગરટગર જોઈ રહ્યો, અને એ વિચાર તેના અંતરમાં વ્યાપી વળ્યો. પેલાં સ્વર્ગીય પુષ્પોની મહેક વધારે ને વધારે પ્રતીત થવા લાગી, અને તે પાછો બાળપણ અનુભવવા લાગ્યો.

૧૦

સાધારણ રીતે મુકુંદનને પથારીમાં પડયા પછી તરત જ ઊંઘ આવી જતી. માણસ ઊંઘી જવા માટે પથારીમાં પડયો હોય તે વખતે જે વિચારો મનમાં ફરીફરીને ઘોળાય છે, તેને હાંકી કાઢવાની કળા તે એક સંન્યાસી પાસેથી શીખ્યો હતો. પણ આજે એની કળા કામ ન આવી. એનું આખું બાળજીવન સ્મૃતિમાં તાજું થયું, અને ઊંઘવાના બધા પ્રયત્નો કર્યા છતાં ખસ્યું નહિ. એક કલાક પથારીમાં પાંસાં ફેરવ્યાં પછી તેણે એ પ્રયત્ન છોડી દીધો, અને દીવો સળગાવી એક ચોપડી વાંચવા લીધી. તે એક સ્વર્ગસ્થ પરમ મિત્રે આપેલી ગીતાજીની પોથી હતી. વાંચતાં વાંચતાં આ શ્લોક આવ્યો :

वासासि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥

આ લીટીઓ તેણે પહેલાં ઘણી વાર વાંચી હતી. પણ આજે એમાં ઊંડા અર્થ અને સત્ય ચમકતાં લાગ્યાં.

' ખરેખર, શરીર રોગી થાય અને મરી જાય એટલા જ માટે જુવાન અને જોશવાળો આત્મા વિનાશ પામે એ કેમ

બની શકે? અશક્ય!' તે મનમાં બોલ્યો અને વિચારની ધૂનમાં ચઢી ગયો.

'પણ' મુકુંદની વિચારમાળા આગળ ચાલી; 'જીર્ણ થયેલું શરીર તજી દીધા પછી આત્મા જે નવું શરીર ધારણ કરે તેનો નિર્ણય તો તેનાં પાપપુણ્યથી થાય છે. ત્યારે આપણે કોઈ પણ જીવને—મનુષ્યને કે પશુ-પક્ષીને—દુઃખી દશામાં જોઈએ, ત્યારે આપણાથી અપાય એટલી મદદ તેને આપવી જોઈએ. કારણ કદાચ આપણું કોઈ પ્રિયજન—માતા, પિતા, મિત્ર, પત્ની કે બાળક—જેના મરણને સારૂ આપણે હજી શોક કરતા હોઈએ તે જ પોતાનાં ફળો આ સ્વરૂપ લઈને ભોગવતું હોય, તેમ જ કોઈ માણસ દુનિયાનું સુખ ભોગવતું હોય ત્યારે આપણે તેની અદેખાઈ ન કરીએ; કારણ કદાચ આપણું કોઈ પ્રિયજન નવો જન્મ પામીને પોતાના પુણ્યકર્મનું સુફળ ભોગવતું હોય. આટલું જો આપણે સમજી શકીએ તો આપણું હૃદય આનંદથી ઊભરાય, અદેખાઈથી નહિ.

તેને ખબર ન પડી, પણ આ વિચારોમાં તેને ઊંઘ આવી ગઈ.

## ૧૧

મુકુંદની મા રાંધતી હતી. 'બેટા મુકુંદ, તું તૈયાર છે? તારો વખત નથી થયો?'

એમાં જરા યે ફેરફાર નહોતો. એ માતાનો જ મધુર અવાજ. આટલા દિવસ તે મરી ગઈ એવી કલ્પના પોતે શા સારૂ કરી હતી? મા તો અહીં જ હતી, જીવતી હતી અને તેને

બોલાવતી હતી. તે મરી ગઈ, અને પોતે રખડયો તથા દુઃખ વેઠયાં એ બધું જ બેહૂદું સ્વપ્નું હતું.

'હા, કેવું સુખ!' તે મનમાં બોલ્યો. 'હવે હું એને કદી મારો ચેપ લાગીને મરવા નહિ દઉં.'

*

એકાએક દશ્ય બદલાવા લાગ્યું. પોતે મોટો થઈ ડાક્ટર બન્યો હતો, અને મા તો પેલા નાના નિશાળિયાની વિધવા માતા જ હતી. એ તેની તરફ નિશાની કરતી હતી અને શેરી તરફ દોડતી હતી. તે આનાકાની કરતો હતો, પણ સમજ્યા વિના. છતાં મા તો દોડતી જ રહી, અને આખરે અદશ્ય થઈ ગઈ.

તે રાત્રે શેરીમાં દાખલ થઇ હતી. ત્યાં લોકો ક્રોધેભર્યા તેની પર તૂટી પડયા અને તેનાં હાડકાં ભાંગી નાંખ્યાં, અને ચાર ઊંચા માણસો તેને કાથીના ખાટલા પર સૂવાડીને લઈ આવ્યા.

*

દશ્ય ફરી બદલાયું. તે ફરી બાળક બની ગયો હતો, અને દુઃખથી પીડાતો પથારીમાં પડયો હતો, તેનાથી ઊઠાતું નહોતું. લોકો કહેતા હતા, એને કૉલેરા થયો છે. તે માને બૂમ મારતો હતો, છતાં તે પાસે આવતી નહોતી. પછી ચાર માણસો ચૂપચાપ આવ્યા, માને વાંસની ઠાઠડીએ બાંધી અને લઇ ગયા. તે ચીસ પાડીને જાગી ઊઠયો.

*

તેના હાથમાંથી ગીતા પડી ગઈ હતી. આરામખુરશીમાં પડયો પડયો તે ઊંઘી ગયો હતો, અને તેને સ્વપ્નાં આવતાં

હતાં. તે ઊઠી પથારીમાં પડયો અને ફરી ઊંઘી ગયો.

## ૧૨

મુકુંદને મારીની બહુ જ કાળજીથી સારવાર કરી. તેને સાજી થતાં મહિનો લાગ્યો. હવે વિદાય દેવી વસમી હતી.

'મારી, ભાઈ, એક વાત કહું?' મુકુંદન બોલ્યો.

'હા, સાહેબ, જરૂર.' મારીએ કહ્યું.

'આપણે જ્યારે નાના બાળક હતા ત્યારે તેં મને વિકરાળ વાંદરીના પંજામાંથી છોડવ્યો, અને બદલામાં મારી બાએ તને માર મારેલો.'

'એવું કંઈક બનેલું ખરું,' મારીએ કહ્યું. 'પણ એને તો કેટલો ય કાળ વીતી ગયો, સાહેબ. આજે તમે મારી સ્ત્રીને નવો જનમ આપ્યો. પછી જુની વાતો હું ક્યાં સંભારું?'

'મારી, પુરુષો તેમ જ સ્ત્રીઓ મરી જાય ત્યારપછી તેમને પોતાનાં ભલાં કે બૂરાં કામોનાં ફળો ભોગવવા નવો અવતાર લેવો પડે છે એ તું જાણે છે?'

'હા સાહેબ, એવું છે ખરું. ઈશ્વર એટલો મોટો અને ન્યાયી છે.'

'મારી બાએ તને બહુ અન્યાય કર્યો, અને કદાચ તેનું ફળ એને મળતું હશે. એનો અન્યાય કંઈક ધોઈ કાઢવાનું મને મન છે. માબાપનાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરવું એ દીકરાઓનો ધર્મ છે. તું અને તારી સ્ત્રી મારા ઘરમાં મારાં ભાઈબહેન થઈને રહેશો? તમારે સારૂ આ દોહ્યલા દહાડા છે. હું તમને સહેજે નભાવી શકીશ.'

'એમ કેમ થાય, સાહેબ? તમે મને કામ આપો તો

હું કામ કરૂં. પણ કુતરાંની જાત, તે તમારાં ભાઈબહેન કેમ થઈ શકે ?'

'મારી, સાચી વાત છે. તમને અને તમારી જાત પ્રત્યે લોકો કુતરાંની જેમ અથવા એથીયે ભૂરી રીતે વર્તે છે. પણ અમે ઈશ્વરનો ઘોર અપરાધ કરીએ છીએ.'

'હું એ વાત ન સમજું, સાહેબ. હું તો ગરીબ અભણ ઢેડ રહ્યો.'

'ઠીક, તમારે મારી સાથે રહેવાનું નક્કી. તારે, પૂવીએ અને તારી માએ.'

'મારી મા !' કહેતાં કહેતાં મારી હસી પડયો. 'એ તો એમ કદી ફસાય એવી નથી !'

# હૅટ અને સાડી

"વહાલી, તારે બે વાગ્યા અગાઉ તૈયાર થઈ જવું જોઈએ. આપણે બાવન માઈલ દૂર જવાનું છે અને પાર્ટીનો સમય ૫ વાગ્યાનો છે."

મિ. કૌશિક આઈ. સી. એસ. પાર્વતીપુર વિભાગનો જુવાન આસિસ્ટન્ટ કલેકટર હતો. જિલ્લા કલેકટર મિ. મોબરલિ આજે ઈવિનિંગ પાર્ટી આપતો હતો અને તેમાં હાજર રહેવાનું મિસ્ટર અને મિસિસ કૌશિકને આમંત્રણ મળ્યું હતું.

મિ. કૌશિકે તો બધા હિંદુ વહેમોને બુદ્ધિપૂર્વક તજી દીધા હતા પણ તેની જુના વિચારની વિધવા માતાએ પોતાના પતિ માટે શ્રાદ્ધ કરવા આગ્રહ કર્યો. જ્યારે પુરોહિતોના જાણવામાં આવ્યું કે મિ. કૌશિક પોતે ક્રિયા કરવા અગ્નિ પાસે બેસવાના નથી પણ તેને બદલે, તેને જરાયે તકલીફ ન પડે માટે, બ્રાહ્મણ પુરોહિતને બેસાડવાનો છે ત્યારે તેમણે આ ક્રિયા કરાવવા માટે મોટી રકમની માગણી કરી. મિ. કૌશિક પહેલાં જ્યાં નોકરીએ હતા ત્યાં આ ક્રિયા સસ્તે થતી પણ પાર્વતીપુર સનાતનીઓનું કેન્દ્રસ્થાન હતું અને ત્યાં ન્યાતજાતના રૂઢિરિવાજના ભંગ બદલ ભારે દંડ ભરવો પડતો હતો.

મિ. કૌશિકને આ વખતે ખર્ચ માટે સાલતું નહોતું, પણ જે દિવસે શ્રાદ્ધક્રિયા કરવાની હતી તે જ દિવસે કલેકટરને ત્યાં પહેલી જ વખત પાર્ટીમાં જવાનું તેને આમંત્રણ મળ્યું હતું, તેની મુંઝવણમાં તે હતો. 'મારે તે દિવસે બપોરે કલેકટર સાથે બહુ જરૂરી કામકાજ છે' એમ જણાવી શ્રાદ્ધક્રિયા જેમ બને તેમ જલદી આટોપી લેવાની તેણે પુરોહિતોને સૂચના આપી હતી. એક વખત તેમની માગણી પ્રમાણેની રકમ નક્કી થઈ ગઈ એટલે ગોરબાવાઓ બધી સગવડ સાચવવા તૈયાર હતા. તેમણે મોટી મોટી બાબતો જતી કરવાનું વચન આપ્યું અને મેલ–ટ્રેનની ઝડપે ક્રિયા કરવાનું સ્વીકાર્યું.

*

બપોરના બે વાગ્યા છે. શ્રાદ્ધક્રિયા ખૂબ ઉતાવળથી અને બેપરવાઈથી કર્યા માટે ડોસીમા જરા ચિડાયાં તો હતાં પણ તેને પોતાના દીકરા પર અત્યંત પ્રેમ હતો અને વહુને જોઈ તો તે ગાંડી ગાંડી થઈ જતી.

જુવાન વહુના વાળ હોળતાં હોળતાં તે બોલી: "મારા મરણ પછી તો ગોપાલકૃષ્ણ શ્રાદ્ધ કરવાનું પણ કાઢી નાંખશે."

મિ. કૌશિકનું ખરૂં નામ ગોપાળકૃષ્ણ આયર હતું. પણ તે ઑકસફર્ડ ગયો ત્યારે ત્યાં પોતાનું નામ બહુ જ લાંબું લાગવાથી સુધરેલી ઈંગ્રેજી ફેશનનું અનુકરણ કરીને તેના ગોત્રથી ઓળખાવું તેણે પસંદ કર્યું. ત્યારથી તે મિ. કૌશિકના નામે ઓળખાતા.

ડોસીમાએ વહુને રાતો ચાંલ્લો કર્યો, વેણીમાં ફુલોનો હાર ગુંથ્યો અને પછી આ બધું બરાબર થયું છે કે નહિ તેની ખાત્રી કરવા ફરીફરીને પાંચ સાત વખત તેના મોં તરફ જોયું અને જવાની રજા આપી.

"વ્હાલી, તૈયાર થઈ ગઈ?" મિ. કૌશિકે તેના 'ડ્રેસિંગ-રુમ'માંથી ઈંગ્રેજીમાં પૂછયું. તે પોતાની સ્ત્રી સાથે ઘણુંકરીને ઇંગ્રેજીમાં જ વાતચીત કરતો કારણ કે બેવકુફ હિંદની ભાષાઓમાં 'વ્હાલી' અને 'પ્રિયે' જેવા શબ્દો એ કહી શકતો નહોતો.

"હા, હું આવું છું," મિસિસ કૌશિકે જવાબ આપ્યો અને હસતી હસતી બરાબર સજ્જ થઈને પતિના ખંડમાં દાખલ થઈ. તેણે ઊંચામાં ઊંચી જાતની બેંગલોરી સાડી પહેરી હતી. સુંદર રાતી રેશમી સાડીથી તેનું સોનેરી બદન પૂર્ણતાથી દીપી ઊઠતું હતું.

તેને જોતાં જ આસિસ્ટન્ટ કલેક્ટર બોલી ઊઠયા: "વ્હાલી, તું સુંદર લાગે છે હં." આ સાંભળતાં તેનું મોં શરમથી લાલ થઈ ગયું, અને તે વધુ સુંદર દેખાઈ. મૉટર-સાઇકલ બારણામાં જ તૈયાર ઊભી હતી. મિ. કૌશિકે તેને બાજુની બેઠક પર બેસાડી લીધી.

"ગુજરાતણોની પેઠે માથે સાડીનો છેડો નાંખી દે," મિ. કૌશિકે કહ્યું. "એટલે માથા પર ધૂળ ન પડે."

તેણે માથે હૅટ ઠીક કરીને મૂકી—બહાર જતાં તે હમેશ હૅટ પહેરતો—અને મૉટર-સાઇકલ દોડાવી મૂકી.

ફટ્—ફટ્—ફટટ્—ફટ કરતું તે યુગલ પાર્વતીપુર-મંગાપટનમના રસ્તે ઊપડયું. તેનો વહીવટ લોકલબોર્ડના હાથમાં હતો

પણ રસ્તાની સંભાળ રહેતી નહોતી. તેમાં ઘણા જ ખાડાટેકરા હતા. એ તાલુકો બહુ આગળ વધેલો નહોતો.

એ રસ્તા પર મૉટર-સાઈકલ ભાગ્યે જ જતી. બળદગાડાને એક કોર કરવા માટે અર્ધા માઇલ દૂરથી તમારે ભૂંગળું વગાડવું પડે. અને ત્યારે પણ કેટલાંક ગાડાં ખોટી બાજુએ જાય, કેટલાંક ખરી બાજુએ જાય, તો કેટલાંક કયી બાજુએ જવું તેનો નિશ્ચય ન કરી શકવાથી એમને એમ જ ચાલતા રહે. સ્ત્રી અને પુરુષોનાં ટોળેટોળાં, જાણે તેઓ કોઈ વિચિત્ર હાસ્યજનક પ્રાણીને જોતાં હોય તેમ, મોં વકાસીને અને દાંતિયાં કરતાં કલેકટર અને તેની સ્ત્રી તરફ એકી ટસે જોઈ રહેતાં. આખરે મુસાફરી પૂરી થઈ.

આમ હાડકાં પાંસળાં હલમલી ગયેલાં અને જરા નિરુત્સાહમાં મિ. કૌશિક કલેકટરના બંગલે પહોંચ્યો. પણ મિસિસ મોબરલિ આકર્ષક રીતભાતવાળી બહુ સારી બાઈ હતી અને તેને ખાસ કરીને હિંદીઓની સોબતમાં મઝા આવતી.

"કેવું સારૂં! કેવું સરસ રેશમ! કેવાં મઝાનાં ફુલ! અને તમારા કાળા વાળ, આવા વાળ મને હોય તો કેવું સારૂં! આ અમારા 'ગાઉન' કરતાં તમારી સાડી કેટલી સુંદર લાગે છે!" વગેરે વગેરે. દરેક માણસને સુખ લાગ્યું.

મઝાની મંડળી ઝામી હતી. વાતો કહેવાનો કાર્યક્રમ હતો. દરેક મજાકની વાત કરતો, અને મજાક હોય કે નહોય. પણ દરેકને ખડખડાટ હસવું પડતું. મંડળીમાં એક ડેપ્યુટી કલેકટર હતો. તે જુવાન હતો ને બધાને ગમતો. તે ઘણો હોશિયાર અમલદાર ગણાતો અને જબરો વાત કરનાર હતો.

"હવે તમારો વારો, મિ. સાકેતરામ," મિસિસ મોબરલિએ કહ્યું. "તમારે સૌથી સરસ વાર્તા કહેવી પડશે."

"હા, વાર્તા તો છે, પણ આ મંડળીને લાયકની નથી." આંખના મિચકારા સાથે તેણે જવાબ આપ્યો.

"તમારે તે કહેવી જ પડશે," વાર્તા કહેવા માટે હમણાં જ વખાણ પામેલા મિ. કૌશિકે કહ્યું.

"પાછળથી તમે મારો વાંક ન કાઢવાનું વચન આપો છો? મને લાગે છે કે તે વાર્તા ખરેખર ન જ કહેવી. અહીં તે નહિ ફાવે. હું કોઈ બીજી વાત કહું."

"ના, ના, તે જ કહો. અમારે તો તે જ સાંભળવી છે," દરેક જણ બોલી ઊઠયો.

"ઠીક, ત્યારે તે કહું. તે એક સાચી વાર્તા છે અને વધારામાં, તે આજે જ બનેલી વાત છે."

"આજે? ચલાવો," બધાએ કહ્યું.

"તમે થોડી ચા લેશો, મિસિસ કૌશિક?" તેના તરફ ફરીને મિ. સાકેતરામે પૂછયું.

"ના જી, થેન્ક યુ, તમારી વાર્તા જ સંભળાવો."

*

હું મારા જુક્તામાં બેસી પાર્વતીપુરને રસ્તે આજે આવતો હતો. તમે જાણો છો કે ભીમાવરમથી આવતા રસ્તો એ રસ્તાને પાપનાશમ આગળ મળે છે. ત્યાં હું થોડીવાર થોભ્યો. ડેપ્યુટી કલેકટરે તો જ્યાં રૈયતનાં ટોળાં હોય ત્યાં અટકવું જ જોઇએ. તમે જાણો છો કે તેણે તો રૈયતના સંબંધમાં રહેવું જ જોઇએ. એક આઈ. સી. એસ.ને એમ કરવાની જરૂર નથી પડતી."

મિ. મોબરલિ હસ્યા અને કહ્યું: "આ તમારા ઉપર કટાક્ષ છે, મિ. કૌશિક."

"ના, ના, મારી વાર્તા આગળ ચાલવા દો," મિ. સાક્રેતરામે આગળ ચલાવ્યું. "થોડા માણસો ઊભા હતા ત્યાં હું થોડી વાર અટકયો. તેમણે મને શું કહ્યું હશે, કહો જોઉં?"

"આગળ ચલાવો આગળ," વાર્તા મોળી પડે છે એમ ધારીને મંડળીએ કહ્યું.

"ઓણ સાલ વરસાદ ઠીક આવ્યો છે ને?" મેં પૂછ્યું. તેમણે બધાએ એકી સાથે 'ના' કહી અને ખેડૂતોની રીત મુજબ મારા તરફ તાકીને જોયું. પછી એક ઘરડો માણસ મારી નજીક આવ્યો અને ધીમા ગંભીર સ્વરે મને કહ્યું:

'બ્રાહ્મણ સ્ત્રીઓ પણ જ્યારે વંઠે અને સાહેબ લોક સાથે ભાગી જાય, ત્યારે સાહેબ, વરસાદ તે શેનો વરસે?'

'અરે, એ વળી શું છે?' ચમકીને મેં પૂછ્યું. મને નવાઈ લાગી કે એ પછાત રહેલા ભાગમાં વર્તમાનપત્રોમાં ન આવ્યું હોય તેવું કાંઈ ઉધુંચત્તું થયું છે કે શું?

"એટલે તે વૃદ્ધ પુરુષે જવાબ આપ્યો: 'સ્વામી! મેં નજરે-નજર જોયું.' કદાચ તે વૃદ્ધ અમારી બ્રાહ્મણોની મસ્કરી કરવાનો યત્ન કરતો હોય એમ માનીને મેં તેને જરા સખ્તાઈથી પૂછ્યું: 'ખરેખર, તેં જોયું?' 'હા, સાહેબ! મેં મારી સગ્ગી આંખે જોયું. એ જોવું યે ભયંકર હતું અને ભાગ્યે જ માની શકાય; પણ મેં તો આજ જ, આ જ જગ્યાએ, આ જ આંખે, અડધા કલાક પહેલાં જોયું. પેલી રબ્બરની બનાવેલી જાદુઈ ગાડી નથી આવતી? પેલી, ખૂબ ઉતાવળે દોડે છે તે, ધૂમાડા કાઢતી જાય, ટપ્ ટપ્ ટપ્ ટપ્! એક હરામખોર ગોરો ટોપો પહેરીને પૈડા આગળ બેઠો હતો અને સાથેની ગાડીમાં, સરસ ભૂરા રંગની ગાડીમાં, રાતી રેશમી સાડીવાળી, વેણીમાં ફુલો

ધાલી એક બ્રાહ્મણ છોકરી બેઠી હતી. પેલા દુષ્ટ ગોરાને લઈને નાસી જવા માટે જાણે તે આનંદથી હસતી હતી. તેમણે અમને જોયાં ત્યારે પણ, સાહેબ, તેમને જરા શરમ ન આવી. ઉઘાડેછોક, કેટલું ભુંડું! આપણી આ શી દશા થવા બેઠી છે. સાહેબ? પછી વરસાદ ન આવે તેમાં નવાઇ શી!'

"હવે મિ. કૌશિક, તમારી 'સાઇડ–કાર' ભૂરા રંગની છે?" મિ. સાકેતરામે આસિસ્ટન્ટ કલેક્ટર તરફ જોઇને પૂછ્યું.

"હા," શરમથી લાલ થઈ જતાં મિ. કૌશિકે જવાબ આપ્યો.

"અને મિ. કૌશિક, તમે હૅટ પહેરી હતી?" મિસિસ મોબરલિ બોલ્યાં. તે હસવું ખાળી શકતી ન હતી.

મુંઝવણ સંતાડવા જતાં બિચારી મિસિસ કૌશિકથી દુધનો પ્યાલો ઢળી ગયો.

"બહુ ખરાબ, મિ. સાકેતરામ, બહુ ખરાબ! તમારે આવી વાતો શોધવી ન જોઈએ," મિ. મોબરલિએ કહ્યું.

"હા, ખરૂં, તદ્દન ખરૂં છે," મિ. સાકેતરામે ટી–પાર્ટી ઉપરની ચીજો સરખી મૂકતાં કહ્યું. "એમાં કશું બનાવટી નથી. એક હૅટથી આવું થશે એમ કોઈ ન ધારી શકે."

કહેવાય છે કે પોતાની સ્ત્રી સાથે બહાર જતાં મિ. કૌશિકે ફરી કદી હૅટ પહેરી નહિ. પરંતુ તે દિવસથી મિ. કૌશિક અને મિ. સાકેતરામનાં મન ઊંચાં થઇ ગયાં.

# જીવલેણ ગાડું

## ૧

કરુપ્પાણ અને તેની પત્ની પાર્વતીને ‘નોખાં કર્યાં.’ ખેડૂતોમાં રિવાજ છે કે પુરુષ પરણે અને તેની સ્ત્રી સાસરવાસે આવે ત્યારે તેમને રહેવા માટે જુદું એલાયદું ઘર આપવું. તેઓ પોતાની મેળે મજૂરી કરી પોતાનો નિભાવ કરે. આળસુ ઉચ્ચ વર્ણોમાં કજિયા કંકાસ કરાવનારી પ્રચલિત સંયુક્ત કુટુંબપદ્ધતિ કરતાં આ રિવાજ સારો છે. કરુપ્પાણનાં માબાપ ઘરડાં હતાં અને તેઓ ગામમાં પોતાના કુટુંબના ઘરમાં રહેતાં હતાં. તેનો મોટો ભાઈ ખેતરમાં ઝુપડું બાંધીને રહેતો હતો. કરુપ્પાણ તેની સ્ત્રી સાથે રહેવાનો હોવાથી તેમણે તેમનું ખેતર ત્રણ ભાગમાં વહેંચી લીધું. મોટોભાઈ તેના પોતાના ભાગ ઉપરાંત બાપનો ભાગ ખેડતો અને બાકી રહેલો ત્રીજો ભાગ કરુપ્પાણને સોંપ્યો. તેઓએ બધાએ ભેગા મળી તેને રહેવાનું કાચું ઘર બાંધી આપ્યું. ઢોર પણ વહેંચી લીધાં. કરુપ્પાણને ભાગ એક જોડી બળદ અને બે બકરી આવી. કરુપ્પાણ ત્રીસ વર્ષનો સુંદર ઊંચો જુવાન હતો અને પાર્વતી આખા ગામમાં સૌથી ફુટડી હતી. તેનાં મોં અને ઘાટ રાજાની રાણી જેવાં હતાં. તે ઘડી નવરી ન બેસતી. આ ઘરમાં જાણે તે ઘણા યે વખતથી રહેતી હોય તેમ આ નવા ઘરમાં કામ કરતાં કરતાં જ્યારે

